અમુલ્ય

શ્રી ૧।

હરી: ૐ

શ્રી રાધાપુરૂષોતમાય નમ

શ્રી શુકદેવ-વિજયતે

# ઠાકોરકૃત ભજન સાગર

અર્પણ-પરમપુજ્ય શ્રી શુકદેવ સ્વરૂપ મહારાજશ્રી

મુ અંકલેશ્વર ] [ ઠે. શુકદેવ મંદિર

---


રચનાર-શ્રી શુકદેવ ઉપાસક

શા. ઠાકોરદાસ જીણાભાઇ કાપડીઆ.

મુ અંકલેશ્વર ઠે કસરાહડીયા


---


છપાવી પ્રસિદ્ધ કરનાર—

રા. રા શા. ત્રીભોવનદાસ દુલભરામ કાપડીઆ

પારેખફળીઆ—અંકલેશ્વર

( સંવત ૧૯૮૧ ના માગસર સુદ ૭ )

શંકટો સર્વ હરવાને, દેહનું ભાન ભુલવાને;

કરૂં પ્રાર્થના પ્રભુ તમને, તમારૂં ધ્યાન ધરવાને

રમી જ્યાં રામ રમવાને, સમય બારીક થાવાને;

પૂછીથો શું ? પુછો અમને જીવ્યાતા તે શું ? કરવાને

રહે છે આ તરે "શંકર" જુએ છે શું ? બીજે કંકર.

માની લે જો કરી જીકર, ટળી જાશે બધી ફીકર,

તમારા ચિત્તની ચોરી, ખરે ! જીવનની દોરી

માલીકને હાથ છે બાજી, મુકી દે સર્વ પતરાજી,

નેકીને રસ્તે ચાલવાને, કરૂં પ્રાર્થના પ્રભુ તમને.

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

સેવક 'રામલાલ'

શા. ઠાકોરદાસ જીણાભાઇ કાપડીયા

શ્રી ૧।

રાધા પુરૂષોતમાયનમઃ

સ્વર્ગસ્થ પરમપુજ્ય પિતાશ્રી

શા. ઝીણાભાઇ લલ્લુભાઇ કાપડીઆના

સ્મર્ણાર્થે



| જન્મ | મર્ણું |
|---|---|
| સવત ૧૯૧૯ | સવત ૧૯૫૫ |
| આસો સુદ ૨ | પોષ વદ ૧૧ |



# પ્રસ્તાવના

થઇ શુકદેવની કૃપા, પ્રગટી જ્યોત અંતરમાં,
મળી આ જ્ઞાનની સિદ્ધિ. હવે પસ્તાવુ શુ કરવા ?
હતા અંધકારના કુંડો ! અરે વિષય અંગારા,
બનાવ્યા કનકના તારા, હવે પસ્તાવુ શુ કરવા ?
નિહાળી અંગ સુંદરતા, મને-મમતા-બહુ ભાળી,
ભુલાવ્યા દેહના ભાનો, હવે પસ્તાવું શુ કરવા ?
દીઠું છે વિશ્વ અંતરમાં, પ્રસાદી દીવ્ય ચક્ષુથી,
નિરખ્યો "આત્મારામ"ને, હવે પસ્તાવુ શુ કરવા ?
મળ્યા ગુરૂ થકી ગોવિંદ, ન દીઠો ભેદ બન્નેમા,
અલોકીક ભાન એ થયુ, હવે પસ્તાવુ શુ કરવા ?
મલી સતસંગ—મંદીરની, લખો પ્રસ્તાવના કાંઇ
દીઠા સર્વે ગુરૂ ભાઇ, હવે પસ્તાવુ શુ કરવા ?

શા ઠાકોરદાસ ઝીણાભાઇ કાપડીઆ

રામલાલ





# અર્પણ પત્રિકા

શ્રી શુકદેવ કૃપાથી આજે,
ગુરૂ રૂપ અંતર બિરાજે,
રૂષી કરે જપ જેને કાજે
ગતી થઇ મારી તે આજે,
નક્કી "દાસો હમ" નિસર્યો,
પતિત પાવને "દર્દો" વિસર્યો;
તત્પર થઇ શબ્દ એ ગળ્યો,
રાજી થઇ પથે હું પળ્યો,
મણી મળ્યું થઇ હવે સિદ્ધિ.
એ રીતે અર્પણ પત્રીકા દીધી.

પરમ કૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાથી આજે પરમપૂજ્ય શ્રી શુકદેવ સ્વરૂપ સદ્ગુરૂ મહારાજશ્રીના જ્ઞાનામૃત પીને આ લઘુ પુસ્તક જે તેમની પ્રસાદીથી લખાયું છે તે તેમના પવિત્ર ચરણકમલમાં અર્પણ કરૂં છું.

લિ આપના ચરણનોદાસ શા ઠાકોરદાસ ભીખાભાઈ કાપડીઆ

# શ્રી સદ્‌ગુરૂ શુકદેવજીની આશિર્વાદ પુષ્પાંજલી

## શ્રી સદ્‌ગુરૂ ભક્ત શા ઠાકોરલાલ ઝીણાભાઈ

તમારી શ્રી સદ્‌ગુરૂ શુકદેવજી અને શ્રી કૃષ્ણ પ્રત્યેની અભેદ ભાવના પૂર્વક અત્યંત ભકતી જોઈ મારૂં મન ઘણુંજ પ્રસન્ન થયું છે કારણ કે તમે ગુરૂ ગોવિંદનું યથાર્થ રહસ્ય જાણ્યું છે કહ્યું છે કે

शुकस्य हृदयं कृष्णः कृष्णस्य हृदयं शुक. ।
उभयोर तर नास्ति शब्दानु भवयोर्यथा ॥

શ્રી શુકદેવજીનું હૃદય શ્રીકૃષ્ણ છે ને કૃષ્ણનું હૃદય શ્રી શુકદેવજી છે એ બન્નેમાં બીલકુલ ભેદ નથી જેમ શબ્દ બ્રહ્મ ને પર બ્રહ્મ જુદાં છે. છતાં ભેદ નથી તેમ ગુરૂ ગોવિંદમાં ભેદ નથી

આ રહસ્ય તમે યથાર્થ જાણ્યું માટે તમને ધન્યવાદ ઘટે છે ને તમારી અત્યંત શ્રદ્ધા ભક્તિ જોઈ શ્રી શુકદેવજી મહારાજની હું અત્યંત પ્રાર્થના કરૂં છું કે શ્રી સદ્‌ગુરૂ શ્રી શુકદેવજી આપને તથા આપના સ્નેહી મીત્ર હરીજનોને ગુરૂભકતી, ઉત્સાહશકતી, વીર્યા શકતી, શરીર શકતી, અને દ્રવ્ય શકતી આપો જેથી સંપૂર્ણ રીતે પર બ્રહ્મ પરમાત્માની ભક્તિ કરી મનુષ્ય જન્મનું સાર્થક કરી શકાય

# બે બોલ

વાંચકો પ્રત્યે બે બોલ લખવાની મને જરૂર જણાઇ જેથી કરીને આ લઘુ પુસ્તકની બાબતમાં જણાવવાનુ કે મે કંઇ એવા મોટા કવી કે સાક્ષર થવાનાં માન આવકારની આશા રાખી આ પુસ્તક લખ્યુ છે એમ બીલકુલ પણ સમજવાનું નથી; પરંતુ અમુક સંજોગોને લઇને "શુકદેવજી"ના મંદીરમાં પ્રભુ કૃપાએ જવાનુ થયુ, તે વખતે 'પરમ પુજય શ્રી ગુરૂ મહારાજ' નો સતસંગ રૂપી અનુભવ થયો. એ અનુભવથી શુધ્ધ જ્ઞાનામૃત મળ્યુ, જેને આધારે થોડાક ભજન શ્રી ગુરૂ દેવની કૃપાથી મેં લખ્યા, આ વાત ગુરૂદેવની જાણમાં આવી પરમપૂજય શ્રી ગુરૂદેવે પુસ્તક છપાવવા આજ્ઞા કરી. જો આજ્ઞાનો અનાદર કરૂં તો ગુન્હેગાર ઠરૂ અને માન્ય રાખું તો માનરૂપી મોહમા પડી આગળ ચડવાને બદલે પાછો પડુ, એવી રાજેશ્રી રામલાલભાઇની સલાહ મળી, જેથી કરીને હવે શું કરવું? તેના વિચારમાં પડયો. રાજેશ્ર રામલાલ-ભાઇની પાસે ખુલાસો માગ્યો તો તેમણે કહ્યું કે "જ્ઞાન થાય ને પ્રગટ ન કરવુ એ ઉત્તમ છે, ને જ્ઞાન થાય ને પ્રગટ કરવુ એ મધ્યમ છે. પરતુ તમારે ગુરૂ આજ્ઞા પાળવીજ જોઇએ માટે ફરીથી આવા ભજનો લખવા, બનાવવા, વિગેરે અનેક પ્રકારની રીદ્ધિ સિધ્ધિમાં પડી શ્રી હરીનુ ધ્યાન ન ભુલવું એવા સોગન લઇ આ પુસ્તક ગુરૂ આજ્ઞા પાળવાને અર્થે પ્રગટ થાય તો તેમ કરવું."

આ વાત મને પસંદ પડી, જેથી કરીને આ પુસ્તક લખી, છપાવી પ્રસિદ્ધ કરી આપ સર્વે ગુરૂ ભાઈઓ તથા ગુરૂ બ્હેનો સનમુખ તથા અન્ય ગૃહસ્થો આગળ મહારાજશ્રીને અર્પણ કરી વંદન કરૂં છુ મને કઇ ભજનો બનાવવાનુ, તેમજ પુસ્તક લખવાનુ જ્ઞાન નથી, માટે આ પુસ્તકના ભજનો લખવામાં અગર તો તેના રાગ મેળવવામાં જે કઇ ભુલચુક થઇ હોય તો તે સુધારી લઇ આ દાસને આભારી કરશો, કારણ કે શ્રીમદ્ ભાગવતજીના પહેલા સ્કંધના અધ્યાય ત્રીજામાં લખ્યું છે કે तद्वाग्विसर्गो પરમેશ્વરના ભજનમાં ભૂલ હોય પદ, અનુપ્રાશ, કે ઝમક નહીં હોય તોપણ પ્રેમી હરીજનો લખનારના પ્રેમ તરફ દ્રષ્ટી કરી તે ભજનો વાંચે છે. કીર્તન કરે છે. અને ભકતી શકતીનો ઉત્સાહ વધારી આપે છે એમ ધારી મારા કાલા ઘેલા શબ્દો ભગવદીય હરીજનો આગળ રજુ કરૂં છુ.

લી. આપનો સેવક,

શા. ઠાકોરદાસ ઝીણાભાઇ કાપડીઆ



# આભાર

આ ભજનો સુધારવામાં, છપાવવામાં અથવા તેને લગતા સર્વ કાર્યમાં રાજમાન રાજેશ્રી ભાઇ રામલાલ મોતીલાલ ઠાકોર ભરૂચ ચુનારવાડાના રહીશે પોતાનો અમુલ્ય વખત કાઢી અમારામાં ઉતમ ઇશ્વરભાવના પ્રગટાવવામાં જે મદદ કરી છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ અસ્તુ

શા. કિશોરદાસ ઝીણાભાઇ કાપડીઆ

# અભિમાનને

રાખી હૃદય અભિમાનને, મમતા કરી આ જેહની,
લાખો ગુન્હાઓ છે કીધા, લલના ધરી આ દેહની.
મોહને માયા મહી, તીવ્ર થઇ પ્રકુતિઓ;
લોચન અતિ લોભમે, લપટાઇ રહી છે વૃત્તિઓ.

ઠાલી કાઢી જીંદગી, કો'વાર "રામ" નહિ કહયા,
રહું હરદમ "રામ"ને દુશ્મન કહયા તે નહિ રહયા.

'રામલાલ'



ॐ कस्तुरीतिलकं ललाटपटले वक्षस्थले कौस्तुभं ।
नासाग्रे वर मौक्तिक करतले वेणुकरेकंकणम्॥
सर्वांगे हरिचंदनं सुललितं कंठे च मुक्तावलि ।
गोपस्त्री परिवेष्टितो विजयते गोपाल चूडामणिः ॥१॥
फुल्लेंदीवरकांतीमिंदुवदनबर्हावतंसप्रियं ।
श्रीवत्सां कमुदार कौस्तुभवरंपीतांबर सुंदरम् ॥
गोपीनां नयनोत्पलार्चिततनु गो गोपसघावृतं ।
गोविंद कलवेणुवादनपरं दिव्यांगभूषं भजे ॥२॥

श्री गणेशाय नमः !!



## ગુરૂ પૂજન સ્તુતિ

આવો હરિજન, આવો હરિજન, સદ્‌ગુરૂજીનુ પૂજન કરીએ—ટેક
ચંદન, પુષ્પહાર, ચડાવી (૨) ચરણ, કમળ મસ્તક ધરીએ—આવો
જ્ઞાન રૂપી અમૃત લઈ પ્રીતે (૨) એક ચિતે સ્મરણ કરીએ—આવો
ભક્તિ રૂપી અધરામૃત પીને (૨) સદ્‌ગુરૂજીને ચરણે નમીએ—આવો
શુદ્ધ હૃદય ને શાંત ચિત્તથી (૨) ગુરૂમંત્ર સમરણ કરીએ—આવો
પ્રભુ, દેવ, પરમેશ્વર પોતે (૨) ગુરૂજીને માની લઈએ—આવો
અજ્ઞાન રૂપી અંધકાર તજીને (૨) ગુરૂ ગણપત શરણે રહીએ—આવો
પછી પ્રભુનુ ધ્યાન ધરીને (૨) આપણ કૃતાર્થ થઈએ—આવો
ઠાકોરદાસની વિનતી એવી (૨) વિના ગુરૂ કદી નવ રહીએ—આવો

## ભજન ૨

### મોરલીધરનુ ધ્યાન

સખી સ્વપ્ન મહીં—એ રાગ

મધુવનમાં મોહન તારી વાંસલડી, ચિત ચોરી રહી હરિજનતણુ,
હોય ભલે વૃક્ષ કંટકના ધરી ચરણ, તેમાં હુ ગાન સુણુ
ફળી જાયે મુજ અમૃત માયા તણુ પણ વાંસલડી કદી ના વિસરૂ,

ઠામો ઠામ ફરી રખડું પણ કૃષ્ણ વાંસલડીનું ગાન સુણું
કોઈ આવી સુણો આ વાંસલડી મને ચેન નહીં દીન રાત પડે;
રટતો નિત્યે નામ વિશ્વંભરનું એવી સારથક થાશે દેહ તણું,

દામોદર, દયાળ, કૃપાળ, પ્રભુ, આ સેવકની [illegible] વાર કરે
સહુ કષ્ટ અમારા નિવાર ખરે તરસ્યાને નહિ [illegible] અરે
જીતી કંસ મારી સંહાર કર્યો ભકત વીદુરનો ઉદ્ધાર કર્યો
નાસીપાસ નહીં કર નાથ હવે તું [illegible] ભક્તની [illegible] હવે

આવી ભકત સુદામાને સહાય કીધી બ્રજ તાંદુલના પ્રસાદ લીધી
ઇષ્ટ દેવે હમોને કૃતાર્થ કીધાં મુખે મુરલી ધરીને દર્શન દીધાં

## ભજન ૭

શું સાથે આવશે એ ઉપર મનના વિચાર
સર ફરોસીકી તમન્ના એ રાગ

રામ ભજન તુ કરલે પ્યારે; કોઈ સંગ [illegible]
માત પિતા ભગિની જોરૂ સબ ઇદર રહે [illegible]
ગાફીલ હો કર બેઠને સે તુ જેકો કયા મીલ જાયગા. રામ ૧

દેદાર તેરા દેખ રહા હુ કિસ્મતે કયા પાયગા,
નહિ કીસીકા કોઇ બેલી ફીર પીછે પસ્તાયગા રામ ૨

ચેતના અબ સુદ્ધ મનસે વખ્ત બારીક આયગા,
હરગીજ પ્રભુકા નામ લેતુ ઉસ્સે આનંદ પાયગા રામ ૩

ગુરૂ શ્રી શુકદેવ મુખસે જ્ઞાન મુજકો મીલ ગયા,
ઇસ પ્રસાદી લેય કે મેં આપકુ કુચ્છ કેહ ગયા રામ ૪

આખીર કહેના એહીએ સબ ભક્તિ સે મીલ જાયગા;
દાસ 'ઠાકોર' બોલ રહામે ગુરૂ શરણ કો પાગયા. રામ ૫

## ભજન ૪

### મનનો ઉપદેશ

ભજભજ રે મન મારા તું કૃષ્ણ, કૃષ્ણ, નામ—એ રામ
હે મન મારા તું ભજલે રાધે શ્યામ
નથી કોઇ બેલી તારું જગમાં એ નિશ્ચે તું માન;
કાયા તારી કંચન જેવી. (૨) તે શું લાગશે કામ ? હે મન–૧
હરિ ભજવાનું આળસ તુજને આખર નડશે માન
આત્મા રૂપી મહોબતને તું (૨) વળગી રહે શું કામ ? હે મન–૨
મારું, મારું, કરીને મરતો પણ તારું નથી તલભાર
સ્વાર્થની સહુ આ દુનિયા છે (૨) માટે રહે હોશિયાર હે મન–૩
વારે વારે કહું શું તુજને ? અકકલથી પીછાન
અંત સમયમાં કામ આવશે (૨) ત્યારે આવશે ભાન હે મન–૪
શુદ્ધ મનથી સેવા કરી લે, શુકદેવ ભગવાન;
જેથી તારું સારથક થાશે કહે છે ઠાકોરદાસ હે મન–૫

## ભજન ૫

### પ્રભુ દર્શન વિષે રિસામણું

હે કૃષ્ણ સુંદરવર, શાણા શું નટવર, શાને કરો છો રિસામણાં રે
હરિહરિ કરતો ને આમ તેમ ફરતો તોયેં ન દર્શન દીધા રે,
સમજાવી સમજાવી કહું છું મારા વ્હાલા શાને કરો છો રિસામણાં રે હે–૧
પ્રભુજી હમારી ભૂલજ હોય તો દર્શાવી દયો શાણા રે
ધ્યાન હું ધરતો ને હરિગુણ ભજતો શાને કરો રિસામણાં રે–૨
તલસાવો શું શાણા નટવર અમે નથી કાંઈ એવા રે
જેવો તેવો હું બાલ તમારો શાને કરો છો રિસામણાં રે–૩
અમે છોરૂ કછોરૂ થઇએ પિતાજી તમે કદી ના રિસાઓ રે
આમ તેમ બોલી ઠગો શું શામળા શાને કરો છો રિસામણાં રે–૪

ફરી ફરી હું થાક્યો સુંદરવર, ગુરૂ ગણપત ઘેર આવ્યો રે
દાસ 'ડાકોર' કહે શ્યામસુંદરવર, શાને કરો છો રિસામણાં રે-૫

## ભજન ૬

### પ્રભુ પ્રત્યે ગુરૂ વર્ણન

મુરલી ક્યાં મૂકી આવ્યા—એ રાગ

અહો શિરતાજના મહારાજ તમે પોતે છો રાધેશ્યામ,
તમે પોતે છો સુંદીર શ્યામ તમે પોતે છો શ્રી ભગવાન ૨
કરૂ શુ આપનું વર્ણન, સહુ તન મન કરૂ અર્પણ,
પ્રભુ શ્રી શુકદેવ પ્યારે, બતાવ્યુ જ્ઞાનનું દર્પણ ૨
અમારા ધ્યાનનું વર્તન, સુધાર્યું આપ નંદનંદન
કરૂ શું મુખથી વર્ણન, ગજબ ગણપત ગુરૂનો છે ૩
રીઝાવે છે હસાવે છે અમીમય જ્ઞાન આપે છે;
પ્રભુ તમ પ્રાણ વલ્લભનો, રસીયો રંગ જમાવે છે ૪
માયા ને મોહનો માવો, ગુરૂજીએ મુકાવ્યો છે
પછીથી શુ કહુ વ્હાલા ? અમારે મન એ ભાવ્યો છે ૫
જેણે નહિ સ્વાદ એ ચાખ્યો વૃથા જન્મારો કાઢયો છે
રસીલી ભકિતના ભુષણ, ભજન કરતા બતાવે છે ૬
કદી જો ભુલ થાય તો રીઝાવીને સુધારે છે
દયાળુ દ્રષ્ટીથી ભાળે મને આનંદ વ્યાપે છે ૭
ગુરૂજી હાથ ઝાલીને ઉગારે દાસ ડૉકરને,
સજાવે સાજ ભકિતનો ભણાવે પાઠ ભગવતનો ૮
સુગંધી પુષ્પની માલા સુશોભિત કંઠમા ધારી
કપાલે લેપ ચંદનનુ, અલૌકીક જ્ઞાન આપે છે ૯
વધો આયુષ્યને બુદ્ધી, ગુરૂ ગણપત સ્મરણની
કરાવે જ્ઞાન ભાગવતનુ, જમાડે પાન અમૃતનુ ૧૦

ગણ્યું જો ગુણ ગુરૂજીના, ગણાતા જાઉં હું હારી
બલીહારી તમારી છે, પ્રભુ ગોવીંદ ગીરધારી ૧૧
વધાવું પ્રેમનાં પુષ્પો, હમ ગને ઉર ઉજાળા
ઠાકોરની વીનતી વહાલા, સ્વીકારો નંદના લાલા ૧૨

## ભજન ૭

### પ્રભુ પ્રત્યે પ્રાર્થના

વ્હાલા વેગે આવોરે એ રાગ

હરિ હેત લાવોરે વિનતિ સ્વિકારોરે સેવકની વ્હાલમાં હોજી
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર (૨) હરી ૧

સાખી ગર્ભવાસમા હું હતો, કોલ થયો તે વાર,
દયા લાવીને મુજ પરે, કાઢયો બહાર કીરતાર.
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર (૨) હરી ૨

સાખી ત્યાર પછીથી શું કહુ ? ભુલ્યો સર્વે કોલ,
જગતતણી માયા મહિ, થઇ રહ્યો તરબોલ
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર, (૨) હરી ૩

સાખી ભક્તિ આપની ભુલ્યો, થઈ ગયો બેહાલ
જ્ઞાન ચક્ષુ ખુલીયા પસ્તાયો તે વાર
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર (૨) હરી ૪

સાખી વાત વિચારો વ્હાલમાં, દીન તણા દાતાર,
ભુલ સુધારો માહરી, મુને આપ તણો આધાર.
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર (૨) હરી ૫

સાખી ફેરા ફરી થાક્યો પ્રભુ, આવ્યાં શુદ્ધ ને સાન,
ગુરૂ ગણપતના ચરણથી, પામ્યો ઉત્તમ જ્ઞાન.
હું રંક બાલ આવી કરૂં છુ પોકાર (૨) હરી ૬

સાખી ભક્તિ ભાવને પ્રેમથી, ભજશે જે ભગવાન,
ભલુ થશે સહુ વાતમાં કહે છે ગણપતરામ
હું રંક બાલ આવી કરૂં છું પોકાર (૨) હરી ૭
સાખી હરિજન ઠાકોર ઉચ્ચરે, પરમારથને કાજ
ગુરૂ કીધા પ્રભુ આપને, શીરવણા શીરતાજ
હુ રંક બાલ આવી કરૂ છુ પોકાર (૨) હરી ૮

## ભજન ૮.

### ( નારાયણનું નામ જેને તું પ્રાણીરે )

એ રાગ

હરિ મારા રામ રાધિપતી મળજોરે, મારા અંતરના દુખડા હરજો હા ૧
શીર પર મુગટ ને કાંને કુંડલ રે, તમે તિલક કુમ કુમનુ કરજો હા ૨
કંઠે મુક્તા મણી હેમ દોરો રે, સાથે મોતી છડા તમે ધરજો હા ૩
કડા સાકલાને બાજુ બધરે, તમે બેરખા કર ઉપર ધરજો હાં ૪
હીરા જડિત કંડે કંદોરારે, કંડે પીત પીતાંબર ધરજો હા ૫
ફુલ્લા કેશ ને સેથો શુ શોભેરે તમે ખેસ સુદીર ખભે ધરજો હા ૬
શંખ, ચક્ર, ગદા, પદમ ધારીરે એવી મુર્તિ અંતરમા કરજો હા ૭
સુંદર નટવર લાગો શું પ્યારા રે તમે મન વિસે હરી મળજો હા ૮
જેમ મળયા નારાયણ ધ્રુવને રે તમે તેમ આવીને દર્શન દેજો હા ૯
વૈકુંઠનાથ પતિ તમે કહાવો રે દયા દીલ વીસે કંઇ ધરજો હા ૧૦
શ્રી શુકદેવની પૂર્ણ કૃપાથી રે પ્રભુ તમે આવીને નિશ્ચય મળજો હા ૧૧
કરજોડી કહે 'ઠાકોરદાસ'રે મુને કૃપા તમારી ફુલજો હા ૧૨

## ધુન ૯

પ્યારા ગુરૂજી કો ઘટમેં બોલાયો,
ઘટમે બોલાયો અંતરસે મિલાયો પ્યારા
સુરતા ગુરૂજીસે ઘટમે લગાના
ઘટમે લગાના અંતરસે મિલાના, સુરતા

સ્વામી શુકદેવસે સુરતા લગાના
સુરતા લગાના હે ધુન મચાના. સ્વામી

## ભજન ૧૦

આવા પ્રેમી ગુરૂજી-કોને ના ગમે
રાધા કૃષ્ણ સ્વરૂપે હૃદયમાં રમે આવા ૧
શ્રોત્રિય બ્રહ્મ નિષ્ઠ પોતે કહાવો (૨)
હવે ટાળ્યા તે કોઇના કેમ કરીને ટળે આવા ૨
શિષ્ય હૃદય હાર છો પ્રીતિ ભંડાર છો (૨)
મીઠા જ્ઞાનામૃત પાઇને ઉછેર્યા તમે આવા ૩
ઉતમ જ્ઞાની જે આપ કહાવો (૨)
શુદ્ધ જ્ઞાનામૃત પાઇ પીવડાવો તમે આવા ૪
અખૂટ ભંડાર જે તુજ પાસે ભર્યો છે (૨)
વિના મૂલ્યે આપે તે કોને ના ગમે આવા ૫
આપ સત્સંગ ફળ મળ્યા જે મુજને (૨)
હવે બદલો વાળીશુ શી રીતે અમે આવા ૬
શુકદેવ સ્વરૂપે જે આપ બિરાજો (૨)
તેતો જ્ઞાની શીષ્યોને હમેશા ગમે આવા ૭
અરજ એક મારી સ્વિકારો ગુરૂજી (૨)
તુજ ભક્તિભાવ ઝરનીશ મુજ હૃદયે રમે આવા ૮
ચર્ણ શરણમા ગુરૂ દાસ ઠાકોરને (૨)
ગણપતનો શિષ્ય ગણી રાખજો તમે આવા ૯

## ભજન ૧૧

### ગરબી

-સખી ચાલોની જઈએ તે શ્રીજી શહેરમાંજો-એ રાગ

બેની ચાલોની મંદીર શ્રી શુકદેવના જો
બાળકૃષ્ણ બિરાજે જહા શહેરમાંજો
આવી જોવાનો તાલ ત્યા અતિ બન્યો જો બેની ૧

કહુ વર્ણવી જુગત તે સુણજો તમે જો
પ્રથમ ચડતાં આવે છે પીલર સોભતા જો     બેની ૨
જેની ઉપર કમાન છે દીપક તણી જો
સાથે દરવાજા દીસે છે દરબારના જો     બેની ૩
ઉપર બંને બાજુએ ચોરા શોભતા જો
તેની ઉપર બેસે છે નરનારીઓ જો     બેની ૪
જેની વચમાથી જવાને પીલર દીસતાં જો
આગે દરવાજા શોભે છે મંદિર તણા જો     બેની ૫
જેની બંને બાજુએ જાલી શોભતી જો
તેની ઉપર જરૂખો રૂડો ઝુલતો જો     બેની ૬
પછી અંદર જવાની વાતો કહુ જો
કહેતા મનડુ હરખાય છે અતી ઘણુ જો     બેની ૭
સનમુખ જઈને પ્રભુ દ્વારે ખડી જો
હતી દર્શન અભિલાસ અંતર ઘણી જો     બેની ૮
મને લાગ્યુ દર્શનની વાર કેહજી જો
જાણી માતાજી રૂક્મણી બોલીયા જો     બેની ૯
ભોગ આવ્યો પ્રભુને મન ભાવતો જો
જરા થોભી જવોને ઘડીવાર કે જો     બેની ૧૦
ત્યારે સામી બાજુએ મન દોડીઉ જો
જોતા વારમા વૃત્તિઓ સહુ ત્યા ઠરી જો     બેની ૧૧
મારા ગુરૂજી બિરાજે લીલા લહેરમા જો
જેની બેઠકે આરસ લાદી જડી જો     બેની ૧૨
ઉપર ગાદી તકીઆ છે ઉંચા ઘણા જો
તેની ઉપર પીછવાઇ દુધ રંગની જો     બેની ૧૩
ઉપર આસન બિછાવ્યુ રેશમ તણું જો
જેની ઉપર બિરાજ્યા ગુરૂ જ્હાલમા જો     બેની ૧૪

શ્રીમદ્ ભાગવત બેસાડયા જેની સગમા જો
તેની ઉપર છત્ર છે ચાંદી તણું જો   બેની ૧૫

એની વાણીમા અમૃત રસ આવીયો જો
જાણે શુકદેવ સ્વરૂપે પધારીઆ જો   બેની ૧૬

સુણી શ્રોતા જનોના મન હરખતા જો
આવો આનંદ ફરી નહિ આવશે જો   બેની ૧૭

હરીજન જય જયકાર બોલતા જો
જ્યારે દેવી મડળના શીર ઝુકતા જો   બેની ૧૮

પછી હુ તો ગઇ ગુરૂજી સનમુખમા જો
ચંદન પુષ્પો લઈને પૂજા મે કરી જો   બેની ૧૯

ગુરૂ કંઠે પુષ્પ હાર ઝુલતા જો
જેની મુરતી અલૌકિક દીસતી જો   બેની ૨૦

પછી હુ તો બેઠી ત્યાં નિરાંતથી જો
જાણે ઇંદ્ર ભુવન અહીં આવ્યુ જો   બેની ૨૧

મિતે દર્શન પ્રભુના પછી ખુલીયા જો
ત્યાથી આવી પ્રભુના ધામમા જો   બેની ૨૨

શોભા શી કહુ ? સેવા અતિ શોભતી જો
ત્યા તો લીલા પ્રભુની ખરી દીસતી જો   બેની ૨૩

પ્રથમ ઉભા શ્રી નાથજી સનમુખમા જો
જેની બન્ને બાજુએ શેવક શોભતા જો   બેની ૨૪

જ્યા નીચે સિહાસન રૂડું શોભતુ જો
ત્યા ઉપર બિછાનુ રેશમતણું જો   બેની ૨૫

આ તરફે બિરાજ્યા શ્રી શુકદેવજી જો
પેલી તરફે શ્રી કૃષ્ણે મુરલી ધરી જો   બેની ૨૬

તેની વચમા બિરાજ્યા બાલકૃષ્ણજી જો
તેની શોભા અતિ રૂડી દીસતી જો બેની ૨૭
જુઓ કેવા પધરાવ્યા ભાગવત દેવને જો
હરીને શણગાર ધર્યો છે રેશમ તણા જો બેની ૨૮
દીસે આરસી પ્રભુની રળિયામણી જો
સદ્ગુરૂ બિરાજ્યા ગુરૂ તણા જો બેની ૨૯
વળી નીચે નિહાળી પ્રભુની પાવડી જો
જેની બાજુમા ગૌમાતા દીસે ખડી જો બેની ૩૦
પછી આગળ જોયુ તો આખો ઠરી જો
હરીએ પુષ્પોની માળા કંઠે ધરી જો બેની ૩૧
પ્રભુને। ચાંદી હિંડોળો ચોક ત્યા ધર્યો જો
હાથી પીઠે સ્થંભો અતિ દીપતા જો બેની ૩૨
જેની ઉપર કમાન સુંદર વેલની જો
ચળક ચલકી રહી શું ? ચાંદી તણી જો બેની ૩૩
નિરખી દર્શન કર્યા મે અતિ ભાવથી જો
ત્યારે પ્રભુની કથાની સુણી આરની જો બેની ૩૪
ગુરૂના દર્શન કરવાને ત્યાં હુ સંચરી જો
ત્યારે હરી જન ગાવા લાગ્યા આરતી જો બેની ૩૫
પ્રભુની આરતી પ્રસાદ લઇસો સંચર્યા જો
એટલે સદ ગુરૂ મહારાજ પણ ઉઠીયા જો બેની ૩૬
નર નારી તણી ભીડ તહીં બહુ થઇ જો
આવો પ્રભુનો આનંદ કોને નહિ ગમે જો બેની ૩૭
ગણપતના શીષ્ય ઠાકોરદાસની જો
સુરતા ગાઇ રહી છે ગરબી રૂડી જો બેની ૩૮

# વૃત્તિઓને

એકાગ્રચિત્તની વૃત્તિ, મતી નીજ રૂપમા ઢળતી,
સદા સ્વરૂપ હા ! બનતી, પ્રથકતા તે નહિ ધરતી
અતત્વો ચિંતનો ત્યાગી, મળી તત્વોને તે જાતી,
વિકારો માનથી અળગી, ઉંડી અંતરે ઉતરતી
સ્વરૂપની દ્રઢ ભાવનાથી, "અખંડ આનંદ" ભોગવતી,
બની ત્યા સ્થિરતા રૂપને, પ્રભુ પોતે અનુભવતી
કદી કહે "જીવ" હું છુ ને, કદી કહે "શીવ' તે હું છુ
કદી કહે 'શીવ' હું છુ ને, કદી કહે "જીવ' તે હું છુ
કહો આનંદ એ સ્થિતિનો, કળી તે કોણ કવી જાશે
ઓળખી લે 'આત્મારામને વળી તે પણ મળી જાશે

રામલાલ

---

# જીવનદોરી

જીવનદોરીમા અજવાળે, પરોવી "રામ" લે-લે-લે
તૂટી જો-એ-તૂટી જાશે, પછી તું વ્યર્થ પસ્તાશે
મેળવ્યા માલને મીલ્કત, વળી બહુ ધનને ઇજ્જત,
છોડી દે મોહ એ પરથી, છોડી જો યાર-છોડાશે
થયો પંડીત તેથી શુ ? વકીલ ડોકટર બન્યાથી શુ ?
ભજી લે "આત્મારામ"ને, ભજી જો 'રામ ભજાશે
મૂકી મહોબ્બત મીટીની, લગાડો "રામ'ની લગની,
થશે કિંમત જીંદગીની, જીવન તારૂ સફળ થાશે
ભજી લે "રામ"ને હાવે, ફરી ફેરા નહિ આવે,
કહે 'રામલાલ" તે ભાવે, રમત જલ્દી રમી જાશે

# ભજન ૧૨

## પ્રભુનો થાલ

કૃપાનિધિ કરૂણા કરીને આજ ભોજન કરવા પધારોને કૃપ
શીરા પુરીને બિરંજ બાસુદી વાલા (૨) શીખંડ બનાવ્યા રૂડો આજ ભોજન
લાડુ જલેબીને ઘેબર ઘીના વાલા (૨) ભાત મૂતરફણી સાજ ભોજન
મૈસુર મગજનોને માવા ધારી સુંદીર વાલા (૨) દહિથરા સાથે અમૃતપાક ભોજન
સુંદરપાક માલપુડા ફરસીપુરી સંગે વાલા (૨) સાથે કીધા છે દુધપાક ભોજન
પેંડા બરફીની સંગે દુધીનો હલવો વાલા (૨) વળી સંગે બદામ કોપરાપાક ભો...
હલવો ધોળોને પીળો કેસરી ટુકડા વાલા (૨) સાથે છે લીલી દરાખ ભોજન
કંસાર ખાંડ ઘીનોને વેડમી સાથે વાલા (૨) સંગે પતરેલીઆનો તાલ ભોજન
પીસ્તાની બરફીને મગજ દળ સંગે વાલા (૨) કેસરી દુધ કીધા આજ ભોજ...
સંજોરીનાં ઘુઘરા ધારી થાપડા સુંવાળી વાલા (૨) સંગ સેવોનો રૂડો તાલ ભોજન
કેળાં રતાળુ કેરી આદુ ને બટાકા વાલા (૨) ભજીઆ કીધા છે ભલીભલી જાત ભોજન
કારેલા કંટોળા ભીંડા ગીલોડા પરવાળા વાલા (૨) તેના તળીયા છે સુંદર શાક ભોજન
પાપડ પાપડી ને સંગ છે કાચલી વાલા (૨) ઢોકળી ખમણની કીધી આજ ભોજન
ગાઠીઆ શેવ દાલને ચેવડો બનાવ્યો વાલા (૨) સાથે ક્યારીનો તાન ભોજન
વાલ વટાણા ને મગને મઠીઆ વાલા (૨) લીંબુ ચીરી મૂકી સાથ ભોજન
દુધી વસાક ને વાલોર બટાકા વાલા (૨) શાક કીધા છે રસાદાર ભોજન
પાપડીના લીલવાને મોગરી છે સંગે વાલા (૨) સાથે બનાવી સુંદીર દાળ ભોજન
રાયતા અથાણા મેથી કચુંબર વાલા (૨) ચટણી બનાવી ભલી ભલી જાત ભોજન
કમોદનો ભાતને છુટા ઘીની ધાર વ્હાલા (૨) કઢી બનાવી સુંદીર આજ ભોજન

કંચન બાજઠ મે પ્રેમે પધરાવ્યો વાલા (૨) તેની ઉપર ધર્યો થાળ ભોજન
તેની સંગે ને સનમુખ કંચન સિંહાસન વાલા (૨) જેની ઉપર બેસો આપ ભોજન
ગંગા જમુના જળઝારી પ્રેમે પધરાવી વાલા (૨) જમવા આવો તો રહેસે મારી લાજ ભોજન
પાનના બીડલાને લવેંગ સોપારી વાલા (૨) એલચી વલીઆરી મુકી સાથ ભોજન
શ્યામાપુરૂષોતમ પાવન કરી ને વાલા (૨) પૂરો મારા મનડાની આસ ભોજન
ગુરૂ ગણપતને હરીજન સંગે વાલા (૨) ખીલી બુદ્ધિ છે મારી આજ ભોજન
માતુશ્રી મંગળાને ઠાકોર ધનલક્ષ્મી વાલા (૨) અરજ કરે છે જોડી હાથ ભોજન

દોહરો

ભજન સાગર ભાવથી, રચ્યું ગુરૂ કૃપાય,
જે વાંચે શુદ્ધ દિલથી, કરશે શ્રી ગુરૂ સ્હાય.



સમાપ્ત

સુરત લીમડાચોકમાં આવેલા "નવયુગ" મુદ્રણાલયમા ભાઇલાલભા ઝવેરભાઇ પટેલે છાપ્યુ.